॥ श्री गणेशायनमः ॥

# भर्तृहरि

## નાટકનાં ગાયનો.

---

મોરબી આર્ય સુબોધ નાટક મંડળી માટે


રચનાર સ્વર્ગસ્થ કવીશ્વર

**વાઘજીભાઈ આશારામ ઓઝા.**

છપાવી પ્રસિદ્ધ કરનાર

**પ્રેમીલાલ મૂલજીભાઇ ઓઝા.**

ભારતભુવન થીએટર—અમદાવાદ.


---


આવૃત્તિ ૩૭ મી, પ્રત ૫ હજાર.


---




શ્રી જૈન એડવોકેટ પ્રિ. પ્રેસ. ઘીકાંટા અમદાવાદમાં

શા. ચીમનલાલ ગોકળદાસે છાપી. તા. [illegible]-૪-૨૧


---


સંવત ૧૯૭૭. ] [ સને ૧૯૨૧.

મૂલ્ય ૪ આના.

મોરબી નાટક કંપનીનાં

# સચિત્ર મોટાં પુસ્તકો.

હરેક કોમની સ્ત્રીઓને સદ્દબોધ ગ્રહણ કરવા યોગ્ય પાતિવ્રત્ય પ્રભાવ દર્શક અત્યુત્તમ પુસ્તકો.

સુકન્યા સાવિત્રી નાટક—( રંગબેરંગી બાવીસ સુંદર ચિત્રો સહિત. ) મૂલ્ય રૂ. ૧-૮-૦

મહાસતી અનસૂયા નાટક—( નામદાર ગાયકવાડ સરકારના કેળવણી ખાતાએ ઇનામ તથા લાઇબ્રેરી માટે મંજુર કરેલું સુંદર ચિત્રો સહિત ) મૂલ્ય રૂ. ૧-૮-૦

ભર્તૃહરિ નાટક—( સચિત્ર ) મૂલ્ય. રૂ. ૧-૮-૦

ચાંપરાજ, ત્રિવિક્રમ, ત્રિયારાજ, જગદેવપરમાર, રાણકદેવી, ચંદ્રહાસ, રાણા રાજસિંહ એ પ્રત્યેકનું મૂલ્ય રૂ. ૧-૦-૦

પ્રેમીલાલ મૂલજીભાઇ ઓઝા.

## નામદાર વાઇસરાય સાહેબ.

બહાદુરના ઑનરેબલ સરજ્યન જનરલ મરહુમ સર લ્યુકીસ પારડી કે. સી. એસ. આઇ. એમ. ડી. ડીરેક્ટર જનરલ ઑફ મેડીકલ સરવીસવાળા પ્રમુખ હતા તે સ્પેશીયલ રેડ ક્રૉસ વૉર હોસ્પીટલ કે જેમાં મેજર ઑનરેબલ સર ઑપ્ટ સ્ટેન્ડે સી. આઇ. ઇ. કલકત્તા તથા મેજર એ. ઇ. વાલ્ટર, આઇ. એમ. એસ. જેવા મોટા નામાંકિત સરકારી ડાક્ટરો અને અંગ્રેજ અમલદારો વ્યવસ્થાપક છે તે હોસ્પી-ટલમાં, રાજા, મહારાજાઓમાં, નવાબો, નામદાર સરકારના ધારા સભાના ઓનરેબલ મેમ્બરો, સેશન્સ જજો, કર્નલો, મેજરો, કેપ્ટનો, ડેપ્યુટી ડીરેક્ટર જનરલ ઑફ પોસ્ટ ઑફિસ, નામદાર ઇન્ડીઆ સરકારના કોમર્સ અને ઇન્ડસ્ટ્રીયલ ડીપાર્ટમેન્ટના આસીસ્ટંટ, સરકારી સીવીલ-યન ઑફીસરો, પોલીટીકલ એજન્ટ, યુરોપીયન સીવીલ સરજ્યન, લેફ-ટેનન્ટ, આઇ. એમ. એસ. એમ. ડી. ની ડીગ્રી ધરાવનારા મોટા ડાક્ટરો તથા દેશી અને યુરોપીયન અમલદારો અને ગૃહસ્થોમાં બાદ-શાહી યાકુતી નામની જગ જાહેર દવા બહુ વપરાય છે.

## બાદશાહી યાકુતી.

ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે. પુરૂષાતન કાયમ રાખે છે. આ રાજવંશી યાકુતી વીર્ય વીકારના તમામ વ્યાધી મટાડે છે અને વીર્ય ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપે છે. ખરી મરદાઇ આપનાર અને નબળા માણસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે. આ દવા વાપરવામાં કોઇ પણ જાતની પરેજીની જરૂર નથી. ૪૦ ગોળીની ડબી એકના રૂ. ૧૦.

**ડાકટર કાલીદાસ મોતીરામ—રાજકોટ—કાઠીયાવાડ.**

॥ श्रीगणेशाय नमः ॥

॥ श्रीमद् वायलद्गुरवे नमः ॥

# भर्तृहरि नाटकना गायनो.

મંગળાચરણ-

સુત્રધાર—

મંગળ તમારું પ્રિય છે તમારું, તમારું વિશ્વપતિ નામ—મંગળ.
નાટક કળા નાથ કરી તવ પ્રેરી, બજવવા હરિ આપો હામ—મંગળ.
પાત્રોની રચના કરો રસ દોરક, શુદ્ધ વાણી સુંદર શ્યામ—મંગળ.
નિર્વિઘ્ન નાથ ઉતારો આરંભ, પ્રાર્થના કરું પૂર્ણ કામ—મંગળ.

નટી—

૨

દીધી બક્ષીસ નરને નારી ચમત્કારી રે,
નારી ચમત્કારી રે, રતી છે પ્રાણ પ્યારીરે.—દીધી.
કમલ નયની સુખ અમૃત ભાખી,
બાળા સંસાર પુરુષનો દે સુધારી રે. —દીધી.
જોરે કુસંગે કામિની બગડી,
આ અવતાર ગયા જ જાણો હારી રે.—દીધી.
પૂરણ ભાગ્યોદય હશે જે પુરુષનો,
તેનું ઘરબાર શોભાવે સતી સારી રે.—દીધી.

પિંગળા—

૩

નારીના કટાક્ષ પાસે, પુરુષ છે ગુલામ;
હાવ ભાવ કરીને, હરીએ પુરુષ હામ.
આ ભ્રકુટીનો વિલાસ, આરે મંદ હાસ;
મધુર વચન મંદમતિ, નાંખે પુરુષ પાસ.

રણને વિષે બાણુ કોટી, નર નિવારે શૂર:
આ કટાક્ષ બાણુ દાસી, પાડે ચોધ પૂર.

દાસીઓ— ૪

આહ ! આપનું શરીર, તરુણ વયનો બાગ;
યૌવનમાં વેલી સર્વ, ફુલી છે અથાગ.
અંગ છે સુવર્ણ રંગ, નેત્ર મોહ બાણ;
કમલ મુખ ચંદ્ર પ્રભા! શું કરૂં વખાણ.
કામ દેવની પ્રિયા જે, નામ છે રતિ;
તેહથી અધિક રુપ, ધારે મુજ મતિ.
ચાલ આપ ચાલો ત્યારે હંસની ગતિ;
આપ જેવા પ્રિયા દીસે, ભાગ્ય ભૂપતિ.

ભર્તૃહરિ— ૫

કનક વલય ભુજનાર, કાળજેરે કોરાયું;
ઉર મુક્તાનો હાર, અંતરને એણે સાર્યું.
પ્યારી તુજ મુખ ચંદ્ર ! નિત્ય મારે ચિતરાયે;
વચન મધુરતા સુધાપાન. તૃપ્તિ નવ થાયે.
પણ રાજકાજ મૂકી અને, જો અત્રે બેસી રહું;
તો બગડે સ્થિતિ રાજની; તસ્કર જોર વધે બહુ.

પિંગળા— ૬

સદા રહો પાસ પિયુ ! સદા રહો પાસ;
નયનના વિલાસી મારા, સદા રહો પાસ.
સભા વિષે જાઓ પિયુ ! મુકી આ આવાસ;
ખાન પાન તજી બેસું, રહી હું ઉદાસ.

પુરુષનો વેષ કરી, રહું હું હજૂર,
કહો તો એ કરું પણ, રીતિથી છે દૂર.
એક તન વિષે એક, તન જો સમાય;
તુરત તે કરું સ્વામી ! પણ એ ન થાય.
ચંદ્ર ને ચકોર સંગ, દીપ ને પતંગ;
મયુર નો ઘન સંગ, પ્રીતિતણો રંગ.
હવે જો વિશેષ પિયુ ! રે'શો હુંથી દૂર;
નક્કી પ્રાણ ત્યાગું મારો, જાણો નૃપ ઉર.

ભર્તૃહરિ— ૭

તારુણી ! તુજથી નથીરે જુદાઇ, શશિવદની સુખ પામું હું આંહી—તારુણી—

વદન મનોહર તારું લલિતા ! સૌરભ અંગ જોબન સુખદાયી.—શશિવદની.

ભ્રકુટી વિક્રમ સ્મિત અતિ વિભ્રમં, નિરખી પ્રિયા ! ભૂલું સરવેરે કાંઇ.—શશિવદની.

ત્રણસો સાઠ ત્યાગી તુજનેરે ચાહું, તુજ વિણ મુજ ક્ષણ કલ્પ સમજાઇ.—શશિવદની.

પિંગળા— ૮

પિયુ ! કરના મોજ વિલાસ (૨) બદન અલગ જબ કરત જુદાઈ, લાઇ, તન મન સબ દુઃખદાયી.— પિયુ !

તુમ જબ જાત સભામેં છાંડકર, તલપ તલપ જીયજાત જિ-રહસેં, પ્રેમ પીછાનો ચતુર નૃપ મેરે, તુમ બીન નરવર મેં હું સદા ઉદાસ.— પિયુ !

ભર્તૃહરિ— ૯

એરી આવું છું પ્યારીરે, રાજ કચેરીમાં જઈ હમણાં;
ઉર રહત તનુ રમ્ય, તનુ રમ્ય પ્રિયવિરહ દુઃસહ દુઃખ ઝપટ
વિકટ—આવું છું.
પ્રેમ અપાર જ જ્યારે તમારો,

પિંગળા—..................ત્યારે શું જાઓ છોડી?

ભર્તૃહરિ—ધર્માસનપર જઇને આવું, પ્રજા સુખ દુઃખ જાણી—આવું છું.
પૂર્વ જન્મની પ્રીત તમોથી ... ... ... ...

પિંગળા—... ... ... ... ... ખરું કહો છો સ્વામી!

ભર્તૃહરિ—સ્થિતિ રાજની જવું; જાણવા, શી છે ન્યાય ખામી—આવું છું.

પિંગળા— ૧૦

સમ ખાઇને કહી દો? ક્યે આવશો પાછા અહીં કંથ!
વિરહ વેદના થોડી, કરશો જાણો છો પ્રીતિ પંથ.
સ્મરણ ચરણનું ચિત્તમાં, રાખી બેસી રહું છું રે પ્યારા!
રટું નામ રાજજી, જરૂર જાણજોરે ઇશ્વર મારા.

કૃષ્ણાકુમારી— ૧૧

એ તો એવાં બોલે છે ધરી ગુમાન;
મોઢે કરાવું હું, ચાલો પ્રમાણ.
કપટ જાળ પિંગળા છે એના પ્રાણ;
પૂરી તમોને રાખે છે આ સ્થાન—એતો.
બહાર નવ આવવા દીએ ઘડી એક;
આવે તો થાય છે મોટી ખેંચ તાણ.
ચાલો કચેરીમાં મોઢે કરાવું;
હાલ ચાલ બોલે છે સુણ્યું કાનો કાન.—એતો.

ઋષિઓ— ૧૨

આરતી તારી ઉચરીએ, નિરંજન ! આરતી તારી ઉચરીએ
સર્વવ્યાપક તુજ ચૈતન શક્તિ, વર્ણન શું તેનું કરીએ;
શુદ્ધ હૃદયથી જોરે આરાધીએ, તો ભવસાગર તરીએ.—નિરંજન.
યોગ યગન સમાધિ ધરી ધ્યાને, લક્ષ વિષે નવ કરીએ;
અકળગતિ પરાપાર પિતુ તારી, વાણીયા શુંરે વિસ્તરીએ-નિરંજન.
રચના યથાયોગ્ય આરે જગતની, મહિમા તારો ઉર ધરીએ;
દીન વચન પ્રભુ ! અલ્પ સ્વીકારો, કાવ્યે કથન શું કરીએ.-નિરંજન.

ભર્તૃહરિ— ૧૩

જન્મ્યો જગમાં ત; વૃથા જન્મ્યો !
જેને કામ શૃંગાર પીછાન નહીં—જન્મ્યો.
મૃગનયની નિતંબ ન સ્પર્શ કર્યો કદી;
આયુષ સર્વ અસાર થઇ.-જન્મ્યો.
જે સુખ નાર વિલાસ વિષે રહ્યું,
તે સુખ અન્ય વિષે જ નહીં.-જન્મ્યો.

ભર્તૃહરિ— ૧૪

પ્રિયાકા સમાગમ સબસેં હે પ્યારા.
રતિકે શ્રમસેં પરસ્વેદ બિંદુ, માનો શોભત હે તારા;
ભારી નિતંબ પરી ઉર ઉપર, અંગે ચંદનકી ગારા.—પ્રિયા.

ભર્તૃહરિ— ૧૫

એક નારી જગતમાં પ્યારી; કમળ વદની પ્રિય ચંપક વરણી-નારી,
કમર પાતળી ચરણુ ઉપડતાં, સ્તનો ભારે લચકાતી;
કુમ કુમ કદલી ગૌર નવોઢા, મંદ ગમની શ્રમ ખાતી.—એક.

રુમઝુમ ફરતી હસતી રંભા, અંગ મરોડ બતાવે;
રાજ મહેલને વિના એ પ્રેમદા, કહો કોણ શોભાવે ?—એક.

ભર્તુહરિ— ૧૬

કરી ન્હોત જો વિધિએ કામિનીને,
રચી ન્હોત જો ચાંદની જામનીને;
ભરી ન્હોત જો રૂપથી ભામિનીને,
રટી હોત માળા તદા રામનીમેં.

પિંગળા— ૧૭

જા સખી ! તું વેગે વ્હેલી, લાવ અશ્વપાલ;
યાર વિના કામે વ્યાકુળ, થઇછું હું બેહાલ
મોહ્યું એથી મન મારૂં, રાખું તેથી યારી;
જીવ જહાન એ છે મારો, સુણ સખી પ્યારી.

મધુરવદંતી— ૧૮

અહહ બાઇ ! એહ તર્ક, નથી ઘટિત આપ;
અતિ પવિત્ર આપ સ્વામી, શીદ ધરો છો પાપ.
નીચ સંગ યારી તેમાં, ફળ નથીરે સારુ.
સુજ્ઞ થઇને શું કરો છો, કાર્ય આ નઠારું.

પિંગળા— ૧૯

મારી સાથે શું છે તારો ધર્મ તું વિચાર,
અશ્વશાળા સઘ શોધી, ખોળી લાવ યાર.
મૂર્ખ મોટો એ છે પણ, જાણે ભોગ વિલાસ;
એના સમ સુખ કદી, મળે ન સ્વામી પાસ.

મધુરવદંતી— ૨૦

પવિત્રતાનો ધર્મ ત્યાગ, કાં કરો છો બાઇ!
દિલ દીધેલ સ્વામી સાથે, ના રાખો જુદાઇ.
જો કદાપિ નૃપતિ જાણે, આવું દુષ્ટ કાજ;
કુળ મારું ખોદી કાઢે, ભૂપ પુણ્ય રાજ.

પિંગળા— ૨૧

આમ વિચાર વિના શું બોલે, પ્રીત ધરી દાસી તુજને મેં રાખી.–આમ.
કપટ તજીને ગુમ જણાવું, મદનની મોજ તુંને મેં ભાખી.—પ્રીત.
જોરે વિશેષ બોલી તો તુજને, કરીશ બેહાલ હું આરોપ નાંખી.—પ્રીત.

મધુરવદંતી— ૨૨

કોપ શીદ કરો છો બાઇ! આજ્ઞા શિર ચઢાવું;
પણ મૂર્ખથી યારી કરી, રહેશોરે પસ્તાવું.
ભર્તૃહરિ દેશ પતિ, ગુણી વિદ્યાવંત;
તેવા પ્રાણનાથ તજી, આવી ચૂખો ખંત.

પિંગળા— ૨૩

સુણ સખી જાય છે તું, તેડવાને કાજ;
એમ નહીં આવે યાર, મૂર્ખ શિરતાજ.
ભોજનની લાલચે એ, આવશે સતાગ;
માટે એવું કહી એને, લાવ વગર દાગ.

મધુરવદંતી— ૨૪

એમાં કહેવું નહીં પડેરે, બાઇ સુને કાંઇ;
યુક્તિ સરવ જાણું સાચી, આપ નામ ગાઇ.
આટલો મેં વખત કાઢયો, આપ કેરી પાસ;
મારી એ પ્રતીતિ કેમ, રાખો નહીં ખાસ.

અક્રુરવદંતી— ૨૫

કામ છે દુષ્ટ વિકારી, અહા ! પ્રભુ કામ છે દુષ્ટ વિકારી.
ઈંદ્રિ સમાન પતિ અતિ સુંદર, અશ્વપાલથી છે યારી–અહા !
ત્રણસો ત્યાગી એકજને ચાહે,તેના ચિત્તમાં છે જાર છીનાળી.–અહા !
ધિક્ક ભાઇ તુજને ધિક્ક તારી બુદ્ધિ, વિપરીત વાત વિચારી.–અહા !

---

## અંક ૨ જો.

ભર્તૃહરિ— ૨૬

રાખી રાણીને મૃત્યુ માંહ્યરે, ફળ ખાવું શું મારે ! (૨)
હુંરે ખાઉં તો પ્રિયા પાછળ, ઝુરી ઝુરી દિન જાયરે.–ફળ.
એની પ્રીતને રંગે જીવું છું, એના વિના ઘડી નવ જાયરે.–ફળ.
માટે આ આપું પ્રાણ પ્યારીને, કરું અમર એની કાયરે.–ફળ.

ભર્તૃહરિ— ૨૭

ફળ એક વિપ્રથી મળ્યું, પ્રિયા ! મોરીરે.
પ્રાશન આનું કર પ્રીતેથી, દુઃખ તત્ર મૃત્યુનું ટળ્યું.–પ્રિયા.
નર યા નારી આ ફળ ખાતાં, અમરતા પામે એ ખરું–પ્રિયા.

પિંગળા— ૨૮

પિયુ ! ફળજ સુંદરરે, પ્રાશન આપ કરો પિયુ ! મારા–પિયુ.
આપ અમર થઇ તખ્તે બિરાજો, પ્રજાહિત પિયુ કરશો;
હું છું નાર અમર શું થાઉં, અરજ મારી ઉર ધરશો–પિયુ.

ભર્તૃહરિ— ૨૯

લગની તુજથી લાગી, પિયા ! મારી લગની તુજથી લાગી.
તુંને ચક્ષુથી દેખું ત્યાં સુધી, હુંરે જીવું બડભાગી.–પ્રિયા.

તારો વિયોગ થયે તુર્ત પામું, ખેદ હું થઇરે અભાગી.–પ્રિયા.
તે માટે તુજને અમર હું ચાહું, જા ન કદી મુને ત્યાગી.–પ્રિયા.

પિંગળા— ૩૦

સાચો મારો છે, જે શોખી પૂરો તેને ફળ આ તો દેશું–સાચો.
અમર થશે છેલ યારજ મારો, આપશે સુખને વિલાસ—સાચો.
એને મળ્યા વિણુ દિન એક વીતે, ચિત્ત મારું થાય છે ઉદાસ–સાચો.

વિક્રમ— ૩૧

એશું બોલો છો ! વિવેકી ભ્રાતા ભરથરી;
એ શું વદો છો વડીલ, જીભથી કરી.
એ શું કહો છો માતુ પિંગળાનારે પ્રભુ;
મુજ વિષે આવી બુદ્ધિ આરાધો શંભુ.
સમુદ્રે મર્યાદા ભ્રાત, હજુ મુકી નથી;
અગ્નિની શિખારે ભ્રાત, અધો ગઇ નથી.
સૂર્ય માંહે અંધકાર, હજુ થયો નથી;
સિંહણ સુત તૃણ ખાવાને, હજુ ગયો નથી.

વિક્રમ— ૩૨

ભરથરી ભ્રાતા ! વિચારીને તમે, કરો હું ઉપર કોપ.
વિણુ અપરાધે, (૨) તમે વદો વચન આરોપ—ભરથરી.
છો શિર છત્ર, (૨) નત્ર લોપું નીતિ ધર્મ;
બંધુ પત્ની મમ માત છે, કેમ કરું અવિહિત જ કર્મ–ભરથરી.
કટુ વચન બાણુ, (૨) શિરપર મુકો માં આપ;
આગળ વાત વિચારતાં, ભાઇ ! પામશો પશ્ચાત્તાપ–ભરથરી.

વિક્રમ— ૩૩

સુણ ઓ જત ભરથરી ભૂપ ! ઉજ્જેની તારીમાં ન રહું રે;
રાખ ચતુરાઇ રહે હવે ચૂપ.—ઉજ્જેની.
હવે માળવાનું અન્ન નહીં ખાઉં;—ઉજ્જેની.
વગે અરણ્યમાં ચાલ્યો હું તો જાઉં.—ઉજ્જેની.
ધિક્‌ધિક્ લપટાણો મતિ મંદ;—ઉજ્જેની.
ફટ ફટ સમજ્યો ન નારી ફંદ.—ઉજ્જેની.
ફરયો પિંગળાના પાપી પંજા માંહ્ય;—ઉજ્જેની.
વાગે ત્યારે સંભારજે તેના ઘાય.—ઉજ્જેની.
ચાલ્યો જાઉં સાચો ક્ષત્રિય ધરી હામ;—ઉજ્જેની.
તારી ઉજ્જેનીમાં રહેવું હરામ.—ઉજ્જેની.

દુર્બોધા— ૩૪

રાખને હવે મૂક શેખી, જાણું છું તારું,
જાણું છું હું તારાં કામ, ઘર ભર્યું છે લઇ ઇનામ;
તું તો ખાય છે બધું હરામ, એવું નથી મારું.—રાખને.
હું તો લઉં છું લહેર કરાવી, તેથી બાઇને મન ભાવી;
જોજે મૂકું તને કઢાવી, કરું દિલ ધાર્યું.—રાખ

મધુરવદંતી— ૩૫

રાંડ બોલ મુખ વિચારી, ધિક્ તેં તો શિખની છે ભારી.
તારું ભુંડું થાશે ભારી, તારી ખુવારી તો થાવી;
રાજ રાણીને ભુલાવી— રાંડ બોલ.
રાંડ તેં તો આદર્યું ઘણું જ અહીં નીચ કામ,
ઠામ ઠામ અનીતિ તમામ, લૂણ હરામ બોળ્યું નામ;
ભાગી જા તું કાળું મુખ સંતાડરે ધિક્ નઠારી—રાંડ બોલ.

કળાવતી— ૩૬

અમરફળ મળ્યું, તેનું શું દિસે ધર્યું;
મારે ખાવું કે ન ખાવું હા,
વસ્તુ કીમતી ઘણી છે આ;
એમાં વિચાર કરો લગાર, ખાઓ ન પાધરું—તેનું.
આ ભવે ગુણિકા નાર છું,
ફળ ખાઇ સદા તેવી રહું;
કોઇને દઇએ દ્રવ્ય લઇએ, એ ખરેખરું—તેનું.
ત્યારે એવો એક ભૂપતિ, ભર્તૃહરિ છે ઉજ્જેનીપતિ;
એહ ભૂપ છે અનુપ, જઇ તેને ધરું ચાલો,
જઇ તેને ધરું—અમર.

મધુરવદંતી— ૩૭

દિલથી તમ નોકરી કરીએ બાઇ ! બાઇ હો હું થી સૌ સચવાએ,
બધી ખિજમત આપની જળવાએ;
સારું જ નજરે ન જોઊં કાંઇ— દિલથી.
ઘણો અનર્થ હવે તો થાયે, નિર્દોષી પણ માર્યા જાયે;
શીદ રુકસત આપો છો ચાઇ.— દલથી.

મધુરવદંતી— ૩૮

રાખો રાખો તરછોડો શું આ વાર;
આગળ ફળ જોજે આનાંરે.
આવી ચાલમાં જોશો રે, શું છે સાર—આગળ.
ધિક્ જોબન જોરમાં ભૂલ્યાં ભાન—આગળ.
નીચ નરને કર્યો છે, દિલજાન—આગળ.
રાજ હંસણી થઇને, શોધ્યો કાગ—આગળ.

કુળ ઉપર લગાડયો, કાળો ડાઘ—આગળ.
માળવાના મહારાજ પરમાર—આગળ.
તેનાં રાણી હાણીયાથી રમો જાર—આગળ.
સોંપી લંપટના હાથમાં લગામ—આગળ.
ધિક્ક ધિક્ક બુદ્ધિ બગડી તમામ—આગળ.
હવે નવ રહું ઘડી આણે ઠામ—આગળ.
આવી નોકરી છે આજથી હરામ—આગળ.

પિંગળા— ૩૯

વિનતિ સુણતા જાઓ સ્વામી ! કહું છું તમને :શિર નામી;
કુડું જ કીધું થઇ મેં કામી, પ્યારા સ્વામી રે.
ફિટકારી જાઓ હુંછું પાપી, જાઓને મારું માથું કાપી;
આગ અંગ માંહે વ્યાપી.—પ્યારા.
સોબતમાંથી સંકટ પડયાં, સુખ લલાટેથી ખરયાં;
પાપ પુરવનારે નડયાં.—પ્યારા.
હાય મુજને મૂકી ગયા, શું સદાય અળગા થયા;
કોઇ દિ નહીં એ લાવે દયા.—પ્યારા.

---

## અંક ૩ જો.

ભર્તૃહરિ— ૪૦

ઓયકુ મનવા ધિક્ક ધિક્ક હે,
મેરે બડી ઉસકે મન ઠીકહે.—ઓયકુ.
જીને સંગે મેં રાત દિનોકું.
લપટ રહ્યા સો અધીક હે.—ઓયકુ.
રાજ તજી અબ શિવકું રટનાં,
એહી તરન ભવ શિખ હે.—ઓયકુ.

ભર્તૃહરિ— ૪૧

જે ચપળાને ચિંતવું નિશદિન, તે મુજથી બેદિલ રહે રે—જે.
ભલે ભામિની જાણો સાચી, નથી થવી એ સાચી રે;
ક્રોડ ઉપાયે કરો યત્ન પણ, કામ પ્રકટતાં કાચી રે—જે.
એક જ કામની ઇચ્છા એને, એકજ સુખની પ્યાસી રે;
ઝેર હૃદયમાં મુખમાં અમ્રત, જણાશે જુઓ તપાસી રે—જે.

ભર્તૃહરિ— ૪૨

અયે કમજાત પિંગળા તેને, બહોત દગા દીયા;
ભાઈ જેસા ભાઇ મેને, દેશ નિકાલ કીયા.—અયે કમજાત.
તેરેપર ઇતબાર રખા, તેં બુરા કીયા;
જન્મ મેરા આજ તે ખરાબ કર દીયા.—અયે કમજાત.
નિર્દોષ મેરા બંધુ, માલવ દેશસે ગયા;
નઠોર કઠોર નારી જાત, દિલ મેં નહીં દયા.—અયે કમજાત.

ભર્તૃહરિ— ૪૩

સુતવિત્ત નારી ભવનં પરિવારા;
હોહિં જાહિં જગ બારહિં બારા.
અસ વિચારિ જીય જાગહુ તાતા;
મિલહુ ન જગત સહોદર ભ્રાતા.
યથા પંખ બિનુ ખગ અતિ દીના;
મણિ બિનુ ફણી કરીવર કર હીના.
અસ મમ જીવન બંધુ બિનુ તોહી;
જો જડ દૈ જીવાવૈ મોહી.
જહુ હોં અવધ કવન મુખ લાઇ;
નારી હેતુ પ્રિય બંધુ ગૅવાઇ.

ભર્તૃહરિ— ૪૪

છોડદે અભિમાન માન અબતો મનવા મેરા છોડદે અભિમાન.
રાજ પાટ સબ જૂઠે જાનો, ક્યું તુમ હોત હેરાન;
નારી પ્યારી નહીં હે તેરી, મત કરનાં ગુમાન; માન.—અબતો.
જૂઠી પ્રીત જગતકી દેખી, મત ભૂલે નાદાન;
બાહીર રંગ રૂપકું દેખી, મત હોનાં ગુલતાન; તાન.—અબતો.
ચલ જંગલમેં ભેખ ધરેંગે, તજી જગત તોફાન;
જગત સ્વપ્નસે જાગ્રત હોજા, ગુરુસે લેનાં જ્ઞાન; જ્ઞાન.—અબતો.

પ્રધાન— ૪૫

તુમ ચલે કફની પેહેરકે, હમકું કીયા કીસકે હવાલે?
તુમ ચલોગે ઇસ બાજુપેં, હમ પીવે ભીખકે પ્યાલે;
રાજા! મત કરના એસા, તેરા પ્યાર દિલું સાલે.—તુમ.
બે હાલ કરકે સબકું પ્યારા! અબ ભેખના લે;
એસેં ચલકે ઇહાંસે, ક્યું ગલેમેં તોક ડાલે.—તુમ.

પિંગળા— ૪૬

અરર સ્વામી રે! શું હવે કરું, અતિ નિષિદ્ધ મેં, કર્મ આચર્યું;
શિયળ ભંગમાં, પાપ ના ગણ્યું, સુખ અખુટ મેં, આપનું હણ્યું.
દીયર વિક્રમા, નિર્મળા મતિ, તુજ વિષે થઇ, દુષ્ટ હું અતિ;
મન ગમ્યાં સદા, ભોગવ્યાં સુખો, કયમ સહ્યાં જશે રાનનાં દુઃખો.
સૂરજ આથમ્યો, માળવા તણો, ઉચ્ચરતા બધે, ત્રાહરે જનો;
થઇ ઉજેનીરે, તું અનાથરે, કકળતો રહ્યો, સર્વ સાથરે.
કમળ મુખને, શ્યામ મેં કરી, કુળ લજાવીયું, ના ગઇ મરી;
રૂપ બળો અરે, શું કરું હવે, કુરૂપ તો થયું, કામને દવે.

દવ ઉઠી મને, બાળી નાંખતું, જનની પૃથ્વીરે, વા સમાવ તું;
અરર શું કરૂં, કયાં જઈ પડું, મરણુ સહાય થા, આવી ઢુકડું.

મધુરવદંતી— ૪૭

ભાવી થનારૂં તે થયું, હવે શોક ના કરો તમે બાઇરે મારાં.
જોબન જોરે તો ભૂલ્યાં, નેત્ર તે સમે ન ખુલ્યાં;
કામાંધ થઇને ડુલ્યાં, દુભાવ્યા ભરથાર પ્યારા.—તમે.
મિથ્યા ન થાએ કીધું, ઝેર ઉપાડીને પીધું.
સાચા સ્વામીને દુઃખ દીધું, ભર્યા પાપના ભારા—તમે.
શોક બાઇરે ત્યાગો, હરિ ધ્યાન માંહી લાગો;
હવે પાપ માફી માગો, કીધાં કર્મ જે કાળાં.—તમે.

પિંગળા— ૪૮

શૃંગારમાં ડુબાવીતી, તમે જ મને;
પિયુને તજાવનાર વેરી, અલંકાર—શૃંગાર
હીરા મોતી જડીત્ર કંકણુ દૂર જાંઓ;
પોખરાજ રત્નહાર અદ્રશ્ય જ થાઓ.—પિયુને.
જરિયન સાડી ચૂડામણિ બળી જાઓ;
રૂપ દેહીનું બળીને ખાખવત્ થાઓ —પિયુને.
અરે કાંપ મૂકયો મુજ હૃદયમા કાપ;
અરે બાજુબંધ ઉપજાવ્યો તમે તાપ-પિયુને.
શ્વેત વસ્ત્ર સાડી દાસી લાવ તું આ વાર;
પ્રભુને શરણુ થવું ઉતારી શૃંગાર—પિયુને.
શિયળ ભંગના પાપ થકી મુને પ્રભુ !
મુકત કરશે દીનાનાથ અરપું એને શિશ.–પિયુને.

આગીઓ— ૪૯

ધરો નિરંજન ધ્યાન; નાથ તુમ ધરો નિરંજન ધ્યાન.
સદા તુમ ભાગો ભેખકે જ્ઞાન, રટો તુમ ગુરુ મચ્છંદર નામ.—નાથ.
ફકડ તુમ કરો બુટીઆ પાન, સમાધિ સુખકી હે નિશાન—નાથ.

ભર્તૃહરિ— ૫૦

દેખા નહીં કછુ સાર જગતમેં દેખા નહીં કછુ સાર;
મોહ નિંદ મત લપટો યારો, દેખા નહીં કછુ સાર.
ચોદ ચોકડી રાજ ભીસે પન, ત્રશ્નાકા નહીં પાર,
ભોગ ભોગતે ઈંદ્ર અપ્સરા, તૃપ્તી નહિ લગાર;
તૃપ્તી નહીં લગાર— જગતમેં.
જુઠા રંગ રૂપમેં ભૂલી, ક્રીડા કરત ગમાર,
રૂપ વીર્ય બલ નાશ હુવા તબ, નહીં હે અપની નાર;
નહીં હે અપની નાર— જગતમેં
પ્યારી મેરી જાની પિંગળા, હુબ રહા એક તાર,
તોભી કીયા કૃતઘ્ની રાણી. અશ્વપાલકું યાર;
અશ્વપાલકું યાર— જગતમેં.
અલ્પ બખતકા એહી તમાશા, દુઃખહે અપરંપાર,
બેશક ઈશ્કા ત્યાગ કરો તુમ, ફેર પસ્તાના યાર;
ફેર પસ્તાના યાર.— જગતમેં.
એહી ભર્તૃહરિ નાર ભરુંસે ભૂલી હુવા ખુવાર,
એહી ભેખસેં, જગત શિખ દઉં, નવ હુઓ સંસાર
નવ હુઓ સંસાર.— જગતમેં.

દાસીઓ— ૫૧

હાય ! કેમ આ સહેશે ઉજેની રંડાપો, સહેશે ઉજેની રંડાપો;
ધણી થઈ છે રાજાજી માફ રાખો. હાય.
બાળું લક્ષ ભાળવાના છો સ્વામી ! કામ કોડીલા રુપે ન ખામી;
ગૌર અંગે ભભૂત શી જામીરે—હાય કેમ આ સહેશે ઉ૦.
એક બાજુ કૂબ્જા તમારી રુએ, ચંદ્રકળા ચોધારાં નીર ચૂએ;
બાપુ ! સુખે ન આજ કોઇ સુવેરે.—હાય કેમ આ સહેશે ઉ૦.
મહેલ મહેલે વિલાપ છાયો છે, પવન શોકનો સઘળે વાયો છે;
કળકળતાં બાઇઓ ને ભાઇઓ છેરે.—હાય કેમ આ સહેશે ઉ૦.
ખાંધે લટકતી શી ભગવી આ ઝોળી ! આવ્યા વસ્ત્ર ક્યાં ગેરુ ઝબોળી ?
હાય ! હૈયામાં પ્રકટાવી હોળીરે.—હાય કેમ આ સહેશે ઉ૦
નથી વિક્રમની કંઇ આશા, કીધા કરમે એવારે તમાશા;
એણે બીજાં જંગલ ક્યાંઈ વાસ્યાંરે.—હાય કેમ આ સહેશે ઉ૦
ધણી નોધારાં અમને કરો માં, આવું અણધાર્યું પગલું ભરો માં;
જોગી જીવતાં ચિતામાં ધરો માં રે.—હાય કેમ આ સહેશે ઉ૦

પિંગળા— ૫૨

અલેક જગાડે દ્વારે ખડો જોગી !
એ સ્વામી વિના અન્ય ન કોઇ, આવ્યો માગણ મમ ભોગી—અ૦

પિંગળા— ૫૩

ધિક્ક યુવા ધિક્ક મુજને, ધિક્ક કામ વિકારજી,
જેણેરે ભૂલાવી મુને સત્યથી, કર્યા નીચ વિચારજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી.
ક્ષમા કરોરે રાજા રંક શું, નારી અજ્ઞાન જાતજી,

અન્ય વખત આવું નહીં કરૂં, લાજ્યા માતને તાતજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી.

ભર્તૃહરિ—

કપટ રૂપી રાણી પિંગળા! એ શું બોલે વચનજી,
રાજરે તજ્યું તુજ કારણે, જો વિચારીને મનજી;
ભિક્ષા દેને મૈયા પિંગળા.
તુંરે ખોટી ખોટું રાજ છે, ખોટો સારો સંસારજી,
અલખ જગાવું વન એકલો, જેથી પામું ઉદ્ધારજી;
ભિક્ષા દેને મૈયા પિંગળા.

પિંગળા—

રહોતો રાજા રસોઇ કરૂં, જમતા જાઓ સ્વામી નાથજી,
ક્ષીરરે નીપજાવું ક્ષણ એકમાં, જમીએ આપણ સાથજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી.
મઢીરે કરાવું રંગ મહેલમાં, રાખું ગુપ્ત અવાસજી,
જેમરે જાણે નહીં જગતમાં, સાધો જોગ રહી પાસજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી.

ભર્તૃહરિ—

મહેલરે તારાને રાણી શું કરું, કેવો ગુપ્ત અવાસજી,
ક્ષીરરે ભોજન મૈયા કયા કરૂં, નથી ભોગની આશજી,
ભિક્ષા દેને મૈયા પિંગળા.
વાસી જંગલના જોગી અમે, નહીં ગામમાં વાસજી,
વિષની વેલીથી અળગો રહું, નહીં નારીનો પાશજી;
ભિક્ષા દેને મૈયા પિંગળા.

પિંગળા—

જગવાં જોઇ રાજા ભરથરી! દાવાનળ દિલ થાયજી,
માઈ કહો ન મારા કંથજી, લાગે દેહમાં લાયજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી.

ભર્તૃહરિ—

વધુરે શું વદું મૈયા પિંગળા! કરું અરે કેટલો ઉચારજી,
બંધુરે જેવોરે બંધુ તજ્યો, માર્યો વચનનો મારજી;
હરેરે રાજને મૈયા હું શું કરું.

પિંગળા—

વાંકીરે વિધાતા મુને ભુલવી, લખીયા લેખ તે લલાટજી,
આનુંરે પ્રાયશ્ચિત હવે હું શું કરું, મારગ આપો પૂરો માતજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી.
ત્રણસો નારીરે અન્ય આપની, માલવપતિ મહારાજજી,
એકને કારણે એને નવ તજો, પાપી પિંગળાને કાજજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી.

ભર્તૃહરિ—

મોહ છોડી દે મૈયા પિંગળા! પ્રીતે કર સંતમંગજી,
સગુંરે નથી રે કોઇ કોઇનું, આ સંસાર પતંગજી;
ભિક્ષા દેને મૈયા પિંગળા.
દેતીહુતો ભિક્ષા દે મુને, નહીંતર કરું ગૃહ ત્યાગજી,
ગુરુજી મારારે રોષે થશે, આવી જાય જમાતજી;
ભિક્ષા દેને મૈયા પિંગળા.

રાણી ચંદ્રકળા વગેરે— ૫૪

રાજાજી! જંગલમાં ભલે તમે જાઓ;
પ્રથમ અમને મારીને, સુખીઆરે થાઓ.
લીધો જોગી વેષ, સુકોમલ દેહ;
એકો એક અમને, શાને દીધો છેહ.
શું છે અપરાધ, અમારો કહો?
વિનારે સબબ, ત્યાગ દિલને દહો.
ગળે નાખું હાથ, જોગી પ્રાણનાથ;
અમો છું પતિવ્રતા, તમારી સંગાથ.
નો બેસી રહીશું, ચાલીશું સંગ;
વ્રત અમારાં શાને કરો છો ભંગ.

કમલાક્ષિ— ૫૫

અહો પિયુ! આગ, થાઓ ન ત્યાગ જંગલમાં જઈ;
જાઓ નરેશ, વિખવા વેષ, આ વયમાં દઈ.—અહો.
દીધો તો દોસ, આવું છું અહીંઆં હમણાં હું પ્રિયા;
જોગી સ્વરૂપ, ધારીને ભૂપ, આવ્યા છો અહીંઆં—અહો.
શીદ સંતાપો, કાળજું કાપો, પ્રીત ગયા ભૂલી;
શૃંગાર છાંડું, તપસ્યા માંડું, ઝુરી ઝુરી મરું ડુલી.—અહો.

કૃષ્ણાકુમારી— ૫૬

પિતાજી! આ કોપ તમે શો કર્યો;
જોગી વેષ બાપુ! શીદને ધર્યો.
મરી ગઈ છે માત વળી જાઓ તાત;
પિતા ઓથ કોની છે, ઓરમાન માત.

ન આપી કરી આપુ! જાશો નહીં;
પિતા પાછળ નહીં જીવું, હું તો સહી.

કૃષ્ણાકુમારી—

સુણો મારા પ્યારા પિતા! હું છું દીન પુત્રી તમારી.
પ્યાર તજીને ભગવાને કીધાં, કાળું લડે કોડે હો;
વનવશી હું છું કુંવારી, સુણો મારા પ્યારા પિતા.
આરજ પુત્રી ફરમા ધારો, શિરછત્ર શું જોઇ સચરૈદ
વનમાં વિસારી;—સુણો મારા પ્યારા પિતા.

